સ્વદેશભક્તિ  યાને

# રાષ્ટ્ર કિર્તનમાળા

જો વીર હો તો તો જરૂર વાંચો ! અને વંચાવો




પ્રકાશક: ( લેખક: )

**વ્યાસ શાન્તિલાલ સોમેશ્વર શર્મા**

ઓડ



પ્રત ૧૦૦૦ કીંમત ૧ આનો સંવત ૧૯૮૬

શ્લોક

જેનામાં સમતા ક્ષમા સુજનતા
નિપૂર્ણતા ને ધૃતિ
વિદ્યામાં અતિ પ્રેમ આદી ગુણથી
હંમેશ વૃદ્ધિ થતી
નીતિના પંથમાં સદા વિચરતા
પ્રેમાળ હૈયુ ઘણું
એવા શ્રી ગાંધી બાપુ તમને
દીર્ઘાયુ દેજો પ્રભુ.

૧

વિર ચેતન

(રાગ) ખુને જીગર

જાગો જનુની જાયા રે ઓ હિંદુ મુસલમીન
ત્યાગો બ્રિટીશી કાનુન રે ઓ " "
સૌ એક ભાઇ થઇને શુભ કર્મ આજે કરીએ
ઉંઘ્યા ઘણું શું ઉંઘો રે........ઓ હિંદુ મુ૦—જાગો૦
આ દાવ ભલેરો આવ્યો કેડો કસીને ચાલો
ખાદી ધરીને હાલો રે........ઓ હિંદુ મુ૦—જાગો૦
ટેક મનમાં ધરજો પાછું ડગ નવ ભરશો,
હાંસેથી સર્વે ધાજો રે........ઓ હિંદુ મુ૦—જાગો૦

હિંમત મનમાં રાખી અહિંસાને લેજો પાખી
હાલોને રાખી શાન્તિ રે........ઓ હિંદુ મુ૦—જાગો૦

૨

## સંખ્યા પોકાર

(રાગ) સ્વરાજ લેવું સ્હેલ

એકડે એક ગાંધીનો રાખો ટેક.
મારી બ્હેનો સ્વરાજ આવે હાથમાં
બગડે બે ગાંધીની બોલો જે. ,, ,,
તગડે ત્રણ ગાંધીને પ્રભુ ગણુ. ,, ,,
ચોગડે ચાર ગાંધીનું બોલુ પાળ. ,, ,,
પાંચડે પાંચ ગાંધીને ના આવી આંચ. ,, ,,
છગડે છો બાપુએ ભાગ્યો ભો. ,, ,,
સાતડે સાત વીર બાપુના ભ્રાત. ,, ,,
આઠડે આઠ બાપુની વાગી હાક. ,, ,,
નવડે નવ બાપુ ન બોલ્યા લવ. ,, ,,
એકડે મીડે દસ બાપુના બોલો જશ. ,, ,,
બેઉ એકડે અગીઆર સૈનીકનો નહિ પાર. ,, ,,
એકડે બગડે બાર જરા ન લાગી વાર. ,, ,,
એકડે તગડે તેર બધાંનો રાખો મેળ. ,, ,,
એકડે ચોગડે ચૌદ દેવીએ ધર્યો ગોદ. ,, ,,

એકડે પાંચડે પંદર ઠેરઠેર ખોલ્યાં બંદર. „ „
એકડે છગડે સોળ દેશે કર્યો બકોર. „ „
એકડે સાતડે સત્તર બાપુને ધારો છત્તર. „ „
એકડે આઠડે અઢાર મીઠાના ખોધા કરાર. „ „
એકડે નવડે ઓગણી કાઢી બધાની જોગણી. „ „
બગડે મીંડે વીસ બાપે પડાવી ચીસ. „ „
બગડે એકડે એકવી બાપુ થયા છે ટેકવી. „ „
બેઉ બગડે બાવી સ્નેહે ખાદી લાવી. „ „
બગડે તગડે તેવી ખાદી જોઇને લેવી. „ „
બગડે ચોગડે ચોવી સરકાર નહિ ફાવી. „ „
બગડે પાંચડે પચી બાપુ ગયા છે બચી. „ „

પાસો પુરણ થયા ન્યાલ એમાં શુ થયા;
ખાદી ધરીશું અંગે રાખીશું શાન્તિ સંગે,
શાન્તિ અંગે રહી છે બાપુની બોલો જય છે.

૩

## વિર શિખામણ

( રાગ ) મેરે મૌલા બોલા લો.

વિરો હિંદ માતાના છો બાળ તમો
જાગો જનુનીના જાયા જો હો તો તમો

ઘોર્યો ઘણું પણ હુવે જાગી જરા જુઓ તમો
દાઝી ઉઠી ભૂમી અહા પોકાર તેનો તો સુણો
ધાઓ રંકની વારે આજે તમો —વિરો૦

ભુખ્યા વધ્યા આ મહી વિષે ધંધો ન સૂઝતો તેમને
જ્યાં જાએ તેઓ તહી જુતાનો માર આગળ પડે
જાગો જુતાની જાળથી જાળવો તમો —વિરો૦

હિંદુ હવે હિંદી બની આ તક છે અણમુલની
જો હવે કાયર બનો તો ગયા ફેરા મહી (૫૯)
ત્યાગો ક્રોધને દીલથી શાન્તિ ધરો —વિરો૦

૪

## પત્નિનો સ્વરાજ્ય લાવવા પતિ પ્રત્યે પ્રેમ નીચે મુજબ હોવો જોઇએ

( રાગ ) તમે જો જો ના વાયદા

તમે ઝટ જાઓ સ્વરાજ ઘેર લાવજો રે....
પીયુ પહેલી ટુકડીમાં સાધાવજો.

નેહ લાગ્યો તેહનો દીલ ખોલ્યું તમ આગળે
અહિંસા સત્ય ને શાન્તિને પાળજો રે.......—પિયુ૦

બોંમ્બ ગોળા બંધુક તોપો ને તલવાર
સ્વપ્ને પણ કદી નવ આવશો રે........—પિયુ૦

મીઠાની ભેટ મને આગળથી આપજો
પછી ગાડાં ભરી ભરીને ઘેર લાવજો રે........—પિયુ૦
આટલું કહેણુ મારૂં શાન્તિથી સૂણજો
પછી શાળા રેંટીઆની તમે માંડજો રે........—પિયુ૦

૫

## રાસ

ટઉકે મયુર આજ ટઉકે મયુર વિરોને બારણે ટઉકે મયુર
એનો એ દિવ્ય નાદ દુનીયા જગાવતો
સેવા શીખાવી વીર વિદ્યા ભણાવતો
પ્રેમ શૌર્ય જ્ઞાન તણાં ફોડે અંકુર—વિરોને
એ રે અવાજ મહી સત્ય દયા લાગણી
નિંદાથી દુર રહો કરતો એ માગણી
શિખો શિખાવો સુચવતો જરૂર—વિરોને
કષ્ટ સહો વીર ધીર રાખી ઉલ્લાસથી
સર્વ સંગે હર્ષનાદ કરજો મિઠાસથી
વાણી વિશ્વાસી વિનયથી ભરપુર—વિરોને
ટઉકે મયુર..................................

૬

## તકલી મહાત્મ

તકલી કાંતોને મારા ભાઇ તેમાં આપણી છે વડાઈ
તકલી થકી તો દેશ આપણો ઉજ્વળ થાશે આજ

પાઇપૈસો જતો અટકશે જતી અટકશે લાજ—તકલી
હરતાં ફરતાં તકલી કાંતો તકલી તારણહાર
હાથમાં રહીને ફરફર કરતી હરદમ રહે ગુલતાન—તકલી
જરાક શ્રમે તકલી થાએ નહિ પૈસો લેનાર
ધડાક લઇને ધરતી માંહે પ્રસરી જશે આવાર—તકલી
ધર્મ ધરીને ધીરજ રાખી લો કરતારનું નામ
શાન્તિ રાખી કાંતો સર્વે કરતા રહોને કામ—તકલી

૭

## સેતાન સરકાર

( રાગ ઉપરનો )

સરકાર સમજી ગઈ છે ભાઇ સાનમાં ચેતી ગઇ છે ભાઇ
આટલા દીન તો ખાધું ઘણું ને ખોદ્યુ ભારતમાંય
કર્મ ધર્મ ભાઇ તારાં વટાળ્યાં લીધુ લૂટી લાલચ માંય—સરકાર
વેપાર માંડી શેઠાઇ કરતા આવ્યા હિંદની માંય
કપટ કરી ભાઇ ઝડપી લીધા ઓળખ્યા ભોરિંગભાઇ—સરકાર
પાદરી તણો ભાઈ વેશ ધર્યો છે ને કે'છે કે ન્યાયાધીશ
ભાઇ ભાઇના કલેશો સમાવા રાખોને અમને ઇશ—સરકાર
ભોળા ભારતી ભરમાયા ને ભૂલે વળ્યા છે આપ
ન્યાય હતો તે નેવાંએ મૂકયો ભર્યું અન્યાયનું પાપ—સરકાર
વણીક જાગ્યા વેરા કાઢવા મોહન બાપુ વીર
દોડો દોડો લોકો લોકો શાન્તિ ધરીને દીલ—સરકાર

૮

## જંગ બ્યુગલ

સૌ ચલોને જંગ જીતવા આ જંગ બ્યુગલો વાગે (૨)
યાહોમ કરીને પડો ફતેહ છે આગે.

બંધુ મારા હિંદુ મુસલીમ સજી સત્ય તણાં રે શસ્ત્રો (૨)
અહિંસા તણાં તો આજ ધરોને વસ્ત્રો—સૌ.

ટેક તમારા પાળી આજે ગુર્જર ઉજ્વળ કરજો (૨)
યાહોમ કરીને દેહ તમારો ધરજો—સૌ.

દેશાર્થે આ દેહ ધરીને કાયરપણું સૌ તજજો (૨)
યાહોમ કરીને સ્વર્ગને તમે વળજો—સૌ.

શાન્તિ તણા સમુદ્ર થઇને જય જય મુખથી ઉચરો (૨)
યાહોમ કરીને દેહ તમારો દેજો—સૌ.

૯

## ભારતીનો ભડાકો

આ દેશ ભારત વર્ષ છે જેના ઘણા આદર્શ છે
તે હિંદ દેવી માત માટે ભારતી કુરબાન છે.
આલમ મહી આ હિંદ જેનો એક પણ ના દેશ છે.
સત્ય પ્રભુના પ્રેમ અર્થે પ્રાણ પાથરનાર છે.

x x x

વિક્ટોરીયાના રાજ્યને ન્યાર્યાં અમે સહુએ ગણ્યા,
સંતોષ ને સુખથી રહી અંતર મહી પૂજ્યા ઘણુા.
નવ મુખથી ઉત્તર કરે આ દેશની મુગી પ્રજા.
ઉપકારને બદલે હવે જુલ્મો સીતમની થઇ પ્રથા.

× × ×

લડતા રહ્યા આ દેશના નેતા ઘણાં વર્ષો થયાં
સમજાવતાં સરકારને જઈ જેલમાં હિંદી વસ્યા
જેલમાં જીતીન બન્યા પ્રાણુ પણુ અર્પી દીધા,
સરકારના સદ્કાજને આલમ મહી ગજવી દીધા.

× × ×

ક્રાન્તિ તણુા જયનાદમાં જોહુર બન્યા સરદારજી
રાષ્ટ્ર પતાકા હિંદના તે વિર સૈનિક ગાંધીજી
કીર્તિ અમર ઇતિહાસમાં સરદાર વલ્લભદાસજી
સત્યાગ્રહીના સૂરથી સમજી જશે સરકારજી

× × ×

બલીદાન દેશે રકતનાં બંધન અગર તુટશે નહિ,
ભારત હવે નમશે નહિ, જુલ્મો થકી ડરશે નહિ.
હિંદી તરીકે ગર્વતા મરતાં સુધી મુકશે નહિ,
સ્વરાજ્યના સંગ્રામમાં ભારત હવે હઠશે નહિ.

× × ×

હિંદુ મુસલમાં બાળકો આ હિંદનાં સંતાન છે.
જે હિંદ ભૂમિ કાજ સૌ કંઇ અરપવા તૈયાર છે
પરમાત્મા હાજર થઇ સંગ્રામને જોનાર છે,
ખાદી તણી કફની ચઢાવી મોત પણ મંજુર છે.
( બે ઘડી મોજ )

૧૦

## તપેશ્રીનો ટેક

અમે બાપુનો ટેક આજ ઝાલ્યો છે (૨)
કાયદો મીઠાનો તોડયો છે—અમે૦
રેંટીઆ તે ઘેર ઘેર ચાલે છે
તકલી તે ભાઇઓ કાંતે છે
સુતર બધાએ કાઢે છે—અમે૦
દયા તો દીલ આજ લાવીને
મ્હેલસમ જેલ આજ જાણીને
દડબડ દડબડ દોડે છે—અમે૦
સ્વતંત્ર સૌને થાવું છે
રામરાજ સૌને લેવું છે
મતાં ટપોટપ મુકે છે—અમે૦
અહીંસાના તે પંથે પડીયા છે
વ્યસનો સર્વે ટળીયાં છે
શાન્તિ સૌએ રાખે છે—અમે૦

૧૧

# બાપડાંઓને બચાવો

( ગઝલ )

સહુ બંધુ જનો સુણજો થયો છે કેર સૃષ્ટિમાં,
મરાયા કંઈ ગરીબો ને લૂટાયા શ્રીમાન સૃષ્ટિમાં.
અવર બંધુજનો સર્વે પડયા છે કેદખાનામાં,
મરાયા કંઈક રોગોથી પુટાયાં શીર શસ્ત્રોથી.
નીરાધારો બહુ રખડે ધ્રુજે છે ટાઢ ને ભૂખથી,
ઘણાંનાં તો હૃદય રડતાં સ્વજન અવસાનના દુઃખથી.
ફરે છે એક વસ્ત્રથી પોકારો દુઃખના કરતા,
હૃદય ભેદક શબ્દોમાં બચાવો બાપ ઉચરતા.
દયાળુ દાનવિર જાગો તમારા બંધુજન કાજે,
યથાશક્તિ કંઇ આપો તમારા બંધુને આજે.

૧૨

# વિરહાક

વાગે છે રે વાગે છે મારા વિરોની હાક આજ વાગે છે
ભાગે છે રે ભાગે છે મારા ભારતનો ભય આજ ભાગે છે.
એરે હાકલ મહીં સત્ય દયા લાગણી.

સંપી ને ચાલજો કરતો એ માગણી.
બહાદુર વીરો ત્યાં માગે છે—મારા વિ.
વિર તણુ કહેણુ માની હીત ચાહો સૌનું
પોષણુ કરજો આજ સૌ તમે ગૌનું.
સેવાનું કામ એ માગે છે——મારા.
દીન કેરાં દુઃખ ટાળી સુખને વધારશો.
પ્રતાપ તુલ્ય વિર બની દેશને ઉધારશો.
સેવાનું સ્થાન એ સારૂં છે———મારા
સેવા કરવાની કાજ દેહ દીધી છે.
ભારત કાજ આજ દીક્ષા લીધી છે.
શાન્તિ રહેવા અરજી છે——મારા.

૧૩

## રાષ્ટ્ર ધ્વજ

અમે રોપ્યો સ્વરાજનો વાવટો રે
નથી ભરવો મીઠાનો કર —અમે.
અમે ભાવે હરિને ભજશું રે.
અમે સત્યે સ્વતંત્ર થાશું રે.
ભાવે કરી વ્યશનનો ત્યાગ—અમે.
વ્યશનનો ત્યાગ અમે કરવાના.
અહિંસાનો તે પંથ અમે ઝાલવાના.
અમલદારોનુ કહ્યું નહી માનવાના—અમે.

બાપુનો ટેક અમે ઝાલવાના.
અમે પ્રતીજ્ઞા પુરણ પાળવાના.
અમે શાન્તિ રાખી રહેવાના—અમે.

૧૪

## ગરવી ગુતજરા

ગુર્જર અમારો દેશ ગણાએ ગુર્જર પહેલું પુરાણું નામ,
સત્યતણા સંગ્રામે આજે તૂટી પડયાં છે ગામો ગામ.
સ્વદેશ સેવા કરવા માટે બાહુ મહી તો આવી હામ,
સ્વદેશાર્થે દેહાર્પણનું એ ગુર્જરનું પહેલું કામ.
ગુર્જર અમારા દેશ મહીં તો કાચું સોનું પાકે છે,
હજારો કોશનો લુંટારો એ સર્વ લુંટી જાએ છે.
બીક બતાવી ગુર્જર ડાબ્યા કારીગરના કાપ્યા હાથ,
ન્યાયીઓનાં નામ બતાવી થઇ બેઠા છે મોટા નાથ.
ગુર્જર તણી ગર્જન કરતા સ્વર્ગે પહોંચ્યા સારા ભૂપ,
જે દેશ તણી તો સેવા કરવી જે છે ગુર્જર દેશ અનુપ.
તે દેશ તણા તો હરિજન આજે અડગ નિશ્ચય રહેવાના,
સ્વદેશાર્થે અર્પણ કરી કાયા કુરબાન કરવાના.
વ્યસન તણી જે ચીજો સર્વે તે તો અમને વિષ સમાન,
પરમારથમાં કાયા અર્પી હરદમ રહેશું ગુલતાન.

હોમ કરીશું હામ ધરીને કાયા કરશું આ કુરબાન,
શાન્તિ રાખી સત્યે વર્તી રાખી દેશા અભીમાન.
ટેક પોતાના ગુર્જર વિરો આજે તે તો પરવાના,
સ્વદેશાની સેવાના અર્થે કાયા હોમ કરવાના.
હરીમળીને સંપી રહેશું કુસંપ તણો તો કરશું લય,
જય ગુજરાત જય ગુજરાત ગુર્જર વિરની હોજો જય.

૧૫

## સ્વદેશાર્થે દેહાર્પણ

ગઝલ

અમારો દેશ વ્હાલો છે અમારી દેહ વ્હાલી છે.
છતાં અમ દેશના અર્થે કરીશું ખાખ દેહ આજે.
લડીશું દેશની કાજે કરી કુરબાન દેહ આજે
ભલેને જાય જીવ જુદો અમારા દેશની કાજે
નથી જંજીર નથી જાદુ નથી તલવાર કંઈ ભાથુ
નથી કંઇ બોમ્બ અમ પાસે લડીશું દેશની કાજે.
લડીશું દેશના અર્થે અહિંસા ધર્મ માનીને
જઇશું સત્યના રસ્તે અમે તો દેશના અર્થે
વધી સંખ્યા ગરીબોની ઘટાડીશું અમે તેને
ભલે ને હોય નીચ કે ઉંચ અમારા દેશની માંહે

લડીશું કાયદો જાણી નથી અન્યાય કરવાના
હીલે શાન્તિ ધરી આજે અમે તો ખાખ થાવાના.

૧૬

## મરણુ છે ! તો માયાને ત્યાગો

જો મરણુ છે આજ કલ તો,
મોહ કરના કયા જરૂર;
જો રહે આ જીંદગાની,
મોહ કરના તો જરૂર.
માટીમાંથી નીપજી સર્વે માટી ભેળા તો જશું;
કોઇ આજ તો કલ જરૂર જાશે,
મોહ કરના કયા જરૂર જો.
બૈરી છોરી સાથ ન આવે પુત્ર કે પરિવાર કોઇ;
તો એહી જગતમાં મોહ કરના !
મોહ કરના કયા જરૂર જો.
મોહને ત્યાગો સેવાને ઝાલો વખત આવ્યો છે, રૂડો;
પર ઉપકાર કરી સિદ્ધિ લીજો,
એ જરૂરી છે જરૂર.
શાન્તિ રાખી ક્રોધને ત્યાગી અહિંસા પાળો આજથી
સત્ય રાખી સત્ય વાણી,
એ જરૂરી છે જરૂર જો મરણુ.

૧૭

## બાળકોનો ખાદી ઉત્સવ

આવો આવો આમ હે બાળકો તમામ
આપણે ઉમંગથી વધાવો ખાદી આજ
ખાદી સાદી હિંદીઓની એ છે તારણનાર
ખાદી ધારી શાન્તિ ધરી લેજો શુભ સૌ લ્હાવ—આવો.
જાડી ખાદી ધોળી ખાદી ખાદી છે શણગાર
શીયાળામાં ગરમી આપે ખાદી એવી ધાર—આવો.
ઉનાળામાં લાવે ઠંડી, સાદી ખાદી જાણ
ગરીબનું એ પોષણ કરતી દયા ધરંતી આજ—આવો




ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપ્યું, અને વ્યાસ શાન્તિલાલ સોમેશ્વર શર્માએ ઓડમાંથી પ્રગટ કર્યું.